૧૩૭૬૨ — શહાદતની મહત્વતા





# શહાદતની મહત્વતા.



ગુલામહુસેન વલીમહમદ લાકડાવાલા.

# શહાદતની મહત્વતા.

છપાવી પ્રસીદ્ધ કરનાર

ગુલામહુસેન વલીમોહમ્મદ ભીમજી.

સાજન લાદીવાળાએ પોતાના માતપીતાની અરવાહોના

સવાબ વાસ્તે વકફ કરી છે.

મલવાનું ઠેકાણું:—

સાજન કું.

ટાઈલશના વેપારી, કોટ, મુંબઈ.

આનો હદીયો એ કે વાંચીને ફાયદો મેળવો.

આવૃતી ૧ લી. પ્રત ૫૦૦૦]

ભુલ ચુક સુધારીને વાંચશો.

સન ૧૩૪૫ હિજરી. સંવત ૧૯૮૩. સને ૧૯૨૭

આ પુસ્તક ઇસ્લામપુરામાં આવેલા ઇસ્લામ પ્રિન્ટીંગ પ્રેસમાં મુનશી ફતેહખાન અહમદખાને છાપ્યું છે અને ગુલામહુસેન વલીમોહમ્મદ ભીમજીએ કોટ મુંબઇ મધેથી પ્રગટ કર્યું છે.

# ખુલાસો.



સદરહુ બુક માટે મારો ખુલાસો પબ્લીકની જાણ માટે આ તકે બહાર પાડવા હું મુનાસબ ધારૂં છું. મારા માત પીતાની રૂહના સવાબ માટે મેં આસરે અડધો ડઝન બુકો છપાવી વકફ કીધી છે. મારી ખાસ એવી માન્યતા છે કે મારા કેટલાક ભાઇઓ મઝહબી બાબતોથી વાકીફ થાય તે માટે પુસ્તકો પ્રગટ કરી જો વકફ કરવામાં આવે તો તેનો ફાયદો કવમના ગરીબ બંધુઓને થયા વગર રહી સકતો નથી. કેટલાક એવા ભાઇઓ છે કે જે પૈસા ખરચી પુસ્તકો વેચાતા લઇ શકતા નથી, તેમજ મોટપણમા મઝહબી તાલીમ લેતા, તેમજ એક બીજાને પુછી માહીત થતા શરમાય છે. જેથી એવા બીરાદરોની જાણ માટે પુસ્તકો અને તે પણ વકફ પુસ્તકો એક હથીયાર રૂપ થઇ પડે છે. અને અણજાણ ભાઇઓ તેથી મઝહબી માલુમાત જાણતા થઇ જાય છે. એવીજ મારી માન્યતા છે અને તેના લીધેજ મેં મારા તરફથી પુસ્તકો છપાવી વકફ કીધા છે, જેથી મારા કવમી ભાઇઓને ફએઝ પહોંચે. હઝરત ઇમામ હુશેન (અ) ની શહાદત માટે સદરહુ પુસ્તક મેં પ્રગટ એટલા માટે કર્યું છે કે, મારા એક મિત્રે મને આ જરમન પ્રોફેશરનો લેખ જે હઝરત ઇમામ હુશેન (અ) ની શહાદતનો ખાસ મહત્વ રજુ કરે છે તે આપ્યો, જેને વાંચી મારૂં મન તે પુસ્તક આકારે બહાર પાડી મારા કવમી

ભાઈઓને હઝરત ઈમામ હુશેન (અ) ની શહાદતના ખરા મહત્વની જાણુ થાય તે માટે છપાવી વકફ કરવા દીલ લલચાયું, અને ઈરાદો નક્કી થતાંજ મે સદરહુ લેખ કવમના હમદર્દ તેમજ કવમી લેખક હાજી ગુલામઅલી (રાહે નજાતના અધિપતિ) સાહેબને તે જોઈ જવા તેમજ તેમનો અભીપ્રાય માંગવા ભાવનગર મોકલી આપ્યો. મુરબ્બી હાજી ગુલામઅલી સાહેબે લેખ જોયો અને ઘણોજ પસંદ કર્યો. તેમજ તે ઉપર પોતાનો એક ખાસ ખુલાસો હઝરત ઈમામ હુશેન (અ) ની શહાદતનો ટુંકમાં કવમી ભાઈઓની જાણુ માટે લખી તે લેખ સાથે પ્રગટ કરવા મોકલી આપ્યો.

કેટલાક હટધર્મી બંધુઓ ઈમામ હુશેન (અ) ની શહાદત માટે જે બખાળા બકે છે તેમને માટે આ પુસ્તક એક ઈબરત સમાન થઈ પડશે એવી હું આશા રખું છુ આ તકે હું જનાબ ગુલામઅલી સાહેબનો ખાસ ઉપકાર માન્યા વગર રહી શકતો નથી.

હું લેખક, વકતા કે આલમ નથી મને ફકત મારા કવમી ભાઈઓની ખાસ લાગણી છે જેથી તેઓ આવી મહત્વની બાબતોથી આગાહ થાય એવી મારી દુઆ છે.

લી૦ કમતરીન,

**ગુલામહુશેન વલીમહમદ લાઠીવાલા.**

તા૦ ૬-૫-૨૭.

# શહાદતની મહત્વતા.

## બિસમિલ્લાહિર રહમાનિર રહીમ.



ખુદાની તઅરીફ અને અહલેબયત અલયહે મુસ્સલામ ઉપર સલવાતની બાદ ખાકસાર ઉમ્મેદવારે રહમતે ગફફાર હાજી ગુલામ-અલી હાજી ઈસમાઈલ અરજ કરે છે કે જેમ જેમ ઝમાનો ખરાબ આવતો જાય છે તેમ તેમ નાસ્તીકપણું વધતું જાય છે અને હક વાતને ખોટી ઠરાવતા તન, મન અને ધનથી પ્રયત્ન થાય છે, જે અનેક બાબતોમાની બહુજ અજબ થવા જેવી બાબત એ હતી કે પંદર વીસ વરસ પહેલાં દીલ્લીમાં પ્રગટ થતા કરજન ગેઝેટના એડીટર મીરઝા હૈરતે એવું ધાંધલ મચાવ્યું કે હ૦ ઇમામે હુસયન અ૦ની શહાદત થઇજ નથી, અને એ શહાદત કે જેની ગવાહી પચાસ કરોડ મુસલમાનો ઉપરાંત હિન્દુઓ, યહુદીઓ અને ખ્રિસ્તીઓ વિગેરે પણ આપી રહ્યા છે અને જે કુરઆન તથા હજારો કીતાબોમાં દરજ છે તેને ઉડાડી મુકવા પોતાના લોહીનું તેમણે પાણી કરી નાંખ્યું. હજારો પાના છપાવ્યા, પણ છેવટે સુન્ની અને શીઆહઓએ એવા એવા દંદા શીકન હક અને ખરા જવાબો છપાવ્યા કે જેથી મીરઝાનું જુઠાણું સુર્ય કરતાં પણ વધારે આશકાર

થઇ ગયું અને એ શહાદત વિષે ઘણી બાબતો જે અંધકારમાં હતી અને સામાન્ય વર્ગ જાણતો ન હતો તે આશકારા થઇ ગઇ.

હાલમાં એનેજ લગતી એક અજબ થવા જેવી અને વિચિત્ર બાબત કે હ૦ ઇમામે હુસયન અ૦ની મુસીબત ઉપર રડવું હરામ છે અને તેમની મુસીબત ઉપર રડવાથી ઇનસાન બાયલો થાય છે. દરેક રડવાની સખત મઝીમ્મત કરીને અસલ કચ્છ કેરાના વતની હાલ ઇટાલી સરકારના મગદીશામાં વસતા ખોજા મહમદભાઇ હાશમભાઇ ચમને વીસ પેજની એક ચોપડી છપાવીને શહાદતનો સીધો અર્થ નામ રાખીને ફેલાવેલ છે જેમાંની એક ઇબારત એ પણ છે કે એ "કરૂણાના રોવાથી ઘેલછા આવે છે, અને એ રોવાથી આપણે બધું ખોઇ બેઠા છીયે," અને મુંબઇમાં પ્રગટ થતા ધી ઇસમાઇલીના તા૦ ૨૦ મી માર્ચ ૧૯૨૭ ના અંકમાં પેજ ૧૪ ઉપર છેલ્લે લખે છે કે "જલીયાંનવાળા બાગના શહીદો પાસેથી હિન્દે બહાદુરી મેળવી અસહકાર કર્યો, હજારો જેલમાં ગયા, સેંકડો દેશ ઉપર કુરબાન થવાને તય્યાર થયા, એ શહાદતનો સીધો અર્થ !"

વાંચકવર્ગને મી૦ ચમનની અક્કલ ઉપર હસવું આવશે કે તેમણે શહાદતનો કેવો સરસ અર્થ કરેલ છે કે જલીયાંવાલા બાગમાં જે માર્યા ગયા તે ઘણે ભાગે ગેરઇસલામીઓ હતા. અને એ સર્વે કોઇ દીન માટે માર્યા ગયા નથી તેઓ દુન્યવી રાજ્ય પાસેથી આઝાદી મેળવવા માટે અસહકારી કરવા ભેગા થયા હતા તેથી તેમને વિખેરી નાખવા અમલદારોએ ગોળીઓ

ચલાવી તેથી મરી ગયા, તો એવા મરનારાઓને ખુદાના ફરમાન મુજબ શહીદ કહેવા તે ખુદા ઉપર હડહડતુ જુઠાણુ છે, મી૦ ચમને જે ચોપડી શહાદતના સીધા અર્થ નામની છપાવી છે તેમાં તો હ૦ ઇમામે હુસયન અ૦ ની શહાદતના સીધા અર્થ સમજાવવા માટે ડોળ કરી બતાવ્યો છે, પણ છેલ્લે તેમની કલમથી તેમનો ડોળ ખુલ્લો પડી ગયો કે તેમણે જલીયાંવાળા બાગમાં દુન્યા માટે કતલ થયેલાઓને શહીદ ગણીને તેમનાથી સબક મેળવે તેને શહાદતનો સીધો અર્થ જાહેર કરેલ છે.

હ૦ ઇમામે હુસયન અ૦ તથા આપના અસહાબોની શહાદતનો મહાન મરતબો અને દરજ્જો એટલો મોટો છે કે જ્યારથી દુન્યા પયદા થઈ ત્યારથી અત્યાર સુધી શહીદ થયેલાઓ કરતા તેમનો દરજ્જો ઘણોજ મ્હોટો છે, તેમની શહાદતને જ્યારે અહોદ અને બદરની લડાઇમાં શહીદ થયેલાઓની સાથે સરખાવવામાં આવતા નથી ત્યારે મી૦ ચમન છે કે જેમણે છમરડો કરીને ગેર ઇસ્લામીયો પોલીસ તરફથી માર્યા ગયા. તેમને પણ એ મહાન નુરે ખુદાની શહાદત સાથે સરખાવે છે.

**અલ્લાહો અકબર "ચે નીસ્બત ખાક રા બ આલમે પાક!"** એટલે દુન્યાદાર બન્દાઓને નુરે ખુદા હ૦ ઇમામ હુસયન અ૦ તથા આપના અવલીયા જેવા અસહાબો સાથે શું સંબંધ?

જો કે જલીયાંવાળા બાગમાં માર્યા ગયેલાઓ પ્રત્યે દુન્યાની રૂએ અલબત્તા દીલસોઝી ધરાવીયે છીયે અને તેમના માટે જેઓ લાગણી બતાવે છે, તેને અમો પસંદ કરીયે છીયે, પણ મી૦ ચમન

જેવા હદ કુદાવીને ખોટા અને સાચા મોતીને સરખા ગણે તેનાથી અફસોસ થાય છે.

મી૦ ચમનની મજકુર ચોપડીનો જવાબ અમો એક સે પેજની કીતાબમાં આપીશું અને તેમાં હ૦ ઇમામે હુસયત અ૦ ની શહાદતની ફીલોસોફી એવા એવા કે જે વાંચી સર્વે જણ હેરતમાં પડી જશે અને એ આકાથી મહોબ્બત હશે તે કરતાં વધારે થશે, કેમકે આજ સુધીમાં પ્રગટ ન થયેલી કેટલીક જાણવા જેવી બાબતો પણ ચુંટી ચુંટીને તેમાં દરજ કરવામાં આવશે મવકે મવકે ચમનજીના લખાણનો જવાબ પણ આવી જશે, મતલબ એકે ખાસ કરીને એ આખી કીતાબ મવલાની શહાદતની ફીલોસોફી સમજાવવા બહુજ રહસ્યથી છલકતી લખાશે અને તેથીજ તેનું નામ "શહાદતની ફીલોસોફી" રાખ્યું છે, અને એ કીતાબ વાંચવાથી અમોને ઉમ્મેદ છે કે જો મી૦ ચમન હઠધર્મી મુકી દઇ શુધ ઇસ્ના અશરી મતમાં મળી જશે, કેમકે મજકુર બાબતો સીવાય અઝાદારી વિશે તમામ એ અતરાઝોના જવાબો એવા સરસ આપવામાં આવશે કે તે પછી કોઇને કાંઈ પણ શંકા બાકી રહેશે નહીં એટલુંજ નહીં પણ એ વાંચવાથી આશીકાને હુસયનના ઇમાન વધારે રોશન થશે, અને એ કીતાબ ઇસ્ના અશરીઓ, ઇસ્માઈલીઓ તથા ઇસ્લામીઓને છુટથી વહેંચવામાં આવે અને પોસ્ટેજ ચોડીને તેમને ઘેર બેઠાં પહોંચાડવામાં આવે. તે માટે અમોએ તેના સેંકડે રૂ. ૩૦) રાખ્યા છે જેથી અરજ છે કે સખી ગૃહસ્થોએ તાકીદે પોતાની મરજી મુજબ નકલો વકફ



હઝરત અબ્બાસ (અ.) નો રવઝએ મુબારક.



હઝરત ઇમામ હુસયન (અ૦) નો રવઝએ મુબારક (કરબલા)

કરાવા મજકુર હીસાબે નાણાં મોકલી આપવા કેમકે આ કીતાબ પ્રગટ થવા પછી ૪૦ એક બે અઠવાડીયામાં એ પણ તઇયાર થઇ જશે.

હાંસલ કલામ અમો અહીંયા ઉપરની બાબતો નહીં લખતાં ફકત પરધર્મીઓ અને ખાસ કરીને યુરોપીયનોનો એ શહાદત વીશે કેવો મત છે તે દરજ કરીને આ નાની જેવી કીતાબ પ્રજાને પેશ કરીશું.

મી૦ ગેબન સાહેબે લખ્યું છે કે ઇમામે હુસયન અ૦ નો સખત ગમ ભરેલો બનાવ એક ઘણા છેટેના મુલકમાં ઘણી લાંબી મુદ્દત થઇ બન્યો છે, અને એ બનાવ એટલો તો કરૂણારસીક છે કે અગર બેરહમ અને પથરા જેવો દીલવાળો સાંભળે તો તેનું પણ દીલ નરમ થઇ જાય, જોઇએ તેવો બેરહમ હોય, પણ હુસયનનું નામ સાંભળતાંજ તેના દીલમાં હમદર્દીનો જોશ પયદા થઇ જશે, જેમ કે ગેબન્ઝ, રોમન એમ્પાયરના નવમા ભાગમાં ૩૪૬ મા પેજમા લખેલું છે, તેમજ તેમની તવારીખે રૂમના પેજ ૯૩૨ માં છે.

મી૦ બરૂંગ સાહેબે "ખોલફાએ પયગમ્બર" નામની કીતાબના ૨૧૫ માં પેજમાં અઝાદારીની તાઅરીફ લખી છે.

કોર્ટ બોમ્બે હાઇકોર્ટ ભાગ બારમાંના ૩૩૩ મા પેજમાં મી૦ આરનોલ્ડ સાહેબે અઝાદારીના વખાણ કર્યાં છે.

બાબુ શામાચરન સાહેબે લખ્યું છે કે મઝલુમ ઇમામ હુસયન અ૦ ની અઝાદારીને કાયમ રાખશો, અને વાહીયાત વસવસાથી

તેને મટાડવાની કોશીશ કરશો નહીં, ખરેખર એ અઝાદારીથી એ ખુદાનાં માનવંતા હુસયનની સાથે મોહબ્બતનો જોશ થાય છે. એ અઝાદારી મહાન મઝલુમ અને અનહદ સબર કરનારની છે માટે કોઇ રીતે તેમાં ઘટાડો થવા દેવો નહીં, જુંઓ મવોરઝા લેકચર્ઝ ૪૦ સ૦ ૧૮૭૩.

ગ્વાલીયરના મહારાજા સીંધીયા બહાદુર સાહેબ જેઓનું પહેલા નંબરનું રાજ્ય છે, અને તેઓ પહેલા નંબરના સુધરેલા અંગ્રેજી સંપુર્ણ તાઅલીમ લીધેલા યુરોપની મુસાફરીયો કરનારા શહેનશાહ અને વાયસરાયોની સાથે બેસનારા હોવા છતાં આઝાદારીનું રહસ્ય એટલું બધું સમજ્યાં છે અને દીન દુન્યાની ઉન્નતી ગણે છે કે તેઓ મોહરમના ટાંકણે અઝાદારીમાં એક નાના સ્ટેટની ઉપજ બે ત્રણ લાખ રૂપીયા જેવી ગંજાવર રકમ વાપરે છે તો શું તેમને મી૦ ચમન જેવા એક વેપારી વર્ગના જેટલી પણ અક્કલ નહીં હોય? કે જેઓ અઝાદારી તથા નમાજ બંધ કરાવા લોહીનું પાણી કરી રહયા છે.

પટનાના સબજજ બહાદુર બાબુ માતા દીન સાહેબ રઇસે હ૦ ઇમામ હુસયન અ૦ વિષે નીચે મુંજબ રૂબાઇ કહી છે.

ખુશ વોહ લોગ જો આતે હૂંય બઝમે માતમ મેં
ખુશ વોહ હાથ જો પીટેં હુસયનકે ગમમેં
વોહ દીલ હો ખાક, ન હો જીસ્મેં અહેલે બયતકા ગમ
વોહ ફુટે આંખ જો રોઇ ન હો મોહરમ મેં

એક હીન્દુ ગ્રહસ્થ અઝાદારી વિષે પોતાનો અકીદો અને મન એ પ્રમાણે જાહેર કરે છે ત્યારે મી૦ ચમન લખે છે કે હું અઝાદારી કરતો હતો ત્યારે નંબર વન બાયલો હતો, અને રડવાથી ઘેલછા આવે છે તથા માતમ કરવાથી છાતી ખોખરી થાય છે, પણ એ બધા અઝાદારીને મટાડવાના બહાના છે. અરે છાતી કુટવી એક તરફ, છરીથી માતમ કરનારાઓની છાતીયો નાહાય કે તરત રૂઝાઇ જાય છે અને કામ કરનારાઓ બહાદુર બની જાય છે. જેના દાખલા ઇરાનમાં મવજુદ છે કે એ માતમ કરનારા અને ગમે હુસયનમાં રડવાનો એક, બાર વરસનો છોકરો મી૦ ચમન જેવાને ઉપાડીને સાત હાથ જેટલે છેટે ફેંકી દઇ શકે છે.

લી૦ શીદવી,

હાજી ગુલામઅલી.

# હઝરત ઈમામ હુસેન (અ) ની શહાદત માટે જર્મન વિદ્વાન મેસ્યો મોરબીન શું કહે છે?

આ લખાણ અખબારે સૈફીમાં એક વોહરા ગૃહસ્થે પ્રગટ કરેલું તે ઉપરથી લીધું છે.

"ઇમામ હુસેન હઝરત મોહમદ સ૦ ના નવાસા અને તેમના વહાલાં પુત્રી બીબી ફાતમાના પુત્ર થાય છે. તેમની વંશાવળી આ પ્રમાણે છે, હુસેન બીન અલી, અલી બીન અબી તાલેબ, અબી તાલેબ બીન અબ્દુલ મુતલીબ, અને અબ્દુલ મુતલીબ બીન હાશમ. તેમના સંબંધમાં એમ કહી શકાય છે કે જે નીતી તથા ખુબીઓ આરબ પ્રજામાં શ્રેષ્ઠ મનાતી હતી તે સઘળી તેમનામાં મોજુદ હતી તેઓએ (હુસેને) બહાદુરી પોતાના પીતા તરફના વારસામાં મેળવી હતી. તેઓ પોતાના નાના હઝરત મોહમદ સ૦ ના ફરમાનોને સઘળાં મુસલમાનો કરતાં વિશેષ જાણતા હતા. ઉદારતા કે જે શ્રેષ્ઠ સદગુણ મનાય છે તે આપનામાં અતિ ઉંચા પ્રકારમાં જોવામાં આવતો હતો. આપની વાણી અતી મધુર અને હૃદયભેદક હતી. સઘળા મુસલમાનો એક અવાજે ઇમામ હુસેનને સારા સમજતા હતા, તે એટલે સુધી કે જે ટોળું તેમના

---

નોટ—આ લેખમાં જે ઠેકાણે ખુદાના રસુલ મોહમ્મદ સ૦, મોવલાના અલી સ૦, મો૦ હસન અને હુસેન સ૦ વગેરેના નામ મુબારક આવે છે તે ઠેકાણે નામ પાછળ સ૦ અ૦ વગેરે માલુમ પડતું નથી તેનું કારણ એ છે કે અસલ લેખ લખનાર યુરોપીયન છે. તેણે જે ઇબારતમાં લેખ લખેલ હશે તેનો આ તરજુમો છે એટલે તરજુમો કરનારે, નામની આગળ સ૦ અ૦ વગેરે અક્ષરો સાધારણ રીતે ગુજરાતી ઇબારત લખતાં વપરાય છે, તે વાપરેલાં જોવામાં આવતાં નથી! તેથી વાંચકોને તેવાં મુબારક નામ આવતાં સ૦ અ૦ વગેરે ઉમેરી વાંચવા ભલામણ કરવામાં આવે છે.

બુઝુરગવાર પીતા તથા ભાઇ માટે અઘટિત વાકયો ઉચારતું એટલે કે ખારજી લોકો પણ આપના વખાણ કરે છે અને તેમના પુસ્તકો આપની ખુબીઓ તથા સદગુણોના વરણનોથી ભરપુર છે. આપ સાચા શરમાળ અને નિડર આદમી હતા.''

"ઇમામ હુસેનના સંબધમાં મુસલમાનોના કેટલાંક ટોળાંઓ મોટા મોટા એતકાદો રાખે છે પરંતુ આક્ષેપની કાંઇપણ ધાસ્તી વીના પુરણ સંતોષથી જે બાબત હું મારા આ પુસ્તકમાં લખવા માંગું છું તે એ છે કે અલીના અનુયાયીઓ હુસેનના સંબંધમાં એ કરતાં પણ વિશેષ આસ્થા રાખે છે કે જેટલી આસ્થા ઇસા મસીહના મુરીદો તેમના માટે રાખે છે. જેવી રીતે અમો માનીએ છીએ કે ઇસા મસીહે ગુનાહો બક્ષાવવા માટે સઘળાં સંકટો કબુલ રાખ્યા તેવી રીતે શીઆ લોકો હુસેનના હકમાં એતકાદ રાખે છે, અને તેમને કીયામતને દહાડે ગુનેહગારો માટે સફાઅત કરનાર માનું છું. હુસેનના હકમાં જો અમો એવી વાત માન્ય રાખવા ઇચ્છીએ કે જેનો કર પણ ઇનકારજ ન થઇ શકે, તો તે એ છે કે હુસેન પોતાના સમયમાં રાજદ્વારી જ્ઞાનમાં અતિ પ્રવીણ હતા. સાથે એ પણ કહી શકાય છે કે તેમના જેવું અસરકારક રાજદ્વારી વલણ જગતનાં કોઇ પણ માણસે આજ સુધીમાં અખ્ત્યાર કીધું નથી તેમના પીતા જો કે ઇસ્લામીઓના ખલીફા હતા અને તેમની હીકમત તથા દાનાઇના કલામો જગતના માતબર હકીમો કરતાં કાંઇ પણ ઓછા ન હતા; તથાપિ હુસેન જેવી રાજદ્વારી વરતન તેમનાથી અમલમાં ન મુકાઇ. આ બાબતની ખાત્રી માટે આરબોની અજ્ઞાનતાના સમયની તવારીખપર નજર દોડાવવાની જરૂર છે જેથી જણાઇ આવશે કે બની ઉમય્યા અને બની હાશમ વચ્ચે સગપણનો સંબંધ હતો; એટલે કે તેઓ બંને એક બીજાના પીત્રાઇ ભાઇઓ હતા. હાશમ તથા ઉમય્યા બંને અબદે મુનાફના પુત્રો હતા. જે નીચેની વંશાવલીથી માલમ પડે છે.


કુસય
અબ્દેમનાફ
મુત્તલિબ
હાશિમ
ઉમય્યા
અસદ
અબ્દુલમુત્તલિબ
હર્બ
ફાતિમા*
અબૂતાલિબ
અબ્દુલ્લાહ
અબૂસુફયાન
હ૦ અલી
હ૦ મોહમ્મદ
મોઆવિયા
ફાતિમા
ઇમામ હસન
ઇમામ હુસયન
યઝીદ

* હ૦ અલીની માતા.

ઇસલામની પુરવે આ બંને પીત્રાઈ ભાઇઓ વચ્ચે ભારે આઘાત અને માનાકસો હતા. સંખ્યાબંધ લડાઇ ઝઘડાઓ થયા કરતા હતા અરબોના રીવાજ પ્રમાણે એક બીજાના લોહીના તરસ્યા હતા. આરબોમાં બની ઉમય્યા અને બની હાસમ પ્રીય અને માનવંત ગણાતા હતા બની ઉમય્યા દોલત તથા સતાના અને બની હાશમ ઇલમ તથા રૂહાની ઉચ્ચતાના કારણે, ઇસલામની શરૂઆતમાં બની ઉમય્યા તથા બની હાશમ વચ્ચે શત્રુતા તથા તિરસ્કાર ઉચ્ચ ડીગ્રી સુધી જઇ પહોંચ્યો હતો. તે એટલે સુધી કે હજરત મોહમદે મકકા ફતેહ કીધું અને સઘળા કુરેશ તથા બની ઉમય્યાને પોતાના તાબેદાર બનાવ્યા. આ કારણને લઇ આરબોમાં બની હાશમને કુદરતી રીતે વડપણ પ્રાપ્ત થઇ ગયું અને બની ઉમય્યા પણ તેમના તાબેદાર થઇ ગયા. આ બનાવ બની ઉમય્યાના અંતઃકરણમાં અદેખાઇનો અગ્ની ધુંધવી રાખતો હતો, અને તેઓ આ જુના કીનાના કારણે બદલો લેવાને ટાંપી રહયા હતા તે એટલે સુધી કે હઝરત મોહમદના સ્વર્ગવાસ પછી તેઓએ લાગ જોઇ એવી કોશીષ કીધી કે હઝરત મોહમ્મદના ગાદી વારસ વારસાઇ ધોરણે ન થવા પામે. છેવટે ઇલેકક્ષનના (ચુંટણીના) ધોરણે બહુમતે ગાદી વારસ નીમવાનો ફેસલો આપવામાં આવ્યો. અને બની ઉમય્યાના વિરોધી બળે એવો પ્રસંગ ન આવવા દીધો કે બની હાશમના વધુ મતો થવા પામે આ બાબતમાં બની ઉમય્યા ફાવી જઇ બની હાસમ ઉપર ગાલેબ થઇ ગયા. આ ખલીફ ચુંટવાના પ્રસંગથી બની ઉમય્યાએ માતબરી હાસલ કીધી અને પોતાના ભવિષ્યના કાર્યો માટે મારગ ચોખો કરી દીધો. તેઓ

દરરોજ હઝરત મોહમદના ગાદી વારસ યાને ખલીફાઓ પાસે પોતાનો લાગવગ અને મરતબો વધારી વધારી ઇસલામી રાજ્યમાં પોતે પણ કરતા કારવતા થઇ ગયા તે એટલે સુધી કે હઝરત મોહમદની ત્રીજી ખીલાફતની ગાદી બની ઉમય્યાના કુટુંબમાં બદલાઇ ગઇ અને દરેક સ્થળે તથા દરેક ગામમાં સાધારણ રીતે સતાધિશ અને મુખત્યાર થઇ ગયા અને ભવિષ્યના માટે પણ તેઓએ પોતાની જગો મજબુત કરી દીધી. આ લોકો પ્રથમના વેર તથા અદાવતના કારણે જે ખુનો આરબ ધોરણ પ્રમાણે બની હાશમને જીમ્મે રાખતા હતા તેનો બદલો લેવાનું ઇસ્લામની શુદ્ધ નિય્યત તથા માન્યતા સાથે બહુજ થોડું જાહેર કરતા હતા અને અંદરખાનેથી તેમને શરમ લાગતી કે જે દીન ઉપર બની હાશમની છાપ હોય અને અમો તે દીનની પેરવી કરીએ. આ વખતે મુસલમાનો ઘણા હતા અને બની ઉમય્યા પણ તેમની સાથે રહી જગતનો લાભ હાંસલ કરવાનું સમજતા હતા. તેથી છડેચોક તેમની સાથે વિરૂદ્ધ નહીં કરતા હતા, પરંતુ તેજ દીનની પઇરવી કરતા હતા. તે એટલે સુધી કે જ્યારે તેઓએ જોયું કે આબરૂનું ઉચ્ચું પગથિયું અને ઉન્નતિનું ઉચ્ચ સ્થળ તેમના હાથમાં આવી જવા પામ્યું અને પોતાની જાહોજલાલીને મજબુત કરી ચુકયા ત્યારે ખુલ્લમ ખુલ્લા તેમના હુકમોની નાફરમાની અને ખુદ મુખત્યારી ચલાવવા લાગ્યા. અને ભરેલા દરબાર વચ્ચે જે દીન બની હાશમ લાવ્યા હતા તેની શાનમાં મશકરી અને તોછડાઇના શબ્દો ઉચ્ચારવા લાગ્યા. બની હાશમે પણ જ્યારે આવો રંગ જોયો અને બની ઉમય્યાના વીચારો તેમની સમજમાં આવવા લાગ્યા ત્યારે

તેઓ કાંઇ નકામાં બેશી રહ્યા નહી. હઝરત મોહમદના ત્રીજા ખલીફાની વર્તણુંકને વીચીત્ર સ્વરૂપમાં લોકોને સમજાવવા લાગ્યા. અને મુસલમાનોને ત્રીજા ખલીફાની વિરૂદ્ધતા તરફ ઉશ્કેરી મુકયા. તે એટલે સુધી કે મુસલમાનોએ જુદા જુદા તબકાના જે વડા અને સરદાર હતા તે સઘળાઓએ એકત્ર થઇ હઝરત મોહંમદના ત્રીજા ખલીફા કે જેનું નામ ઉસમાન હતું અને તે બની ઉમય્યામાંથી હતા તેને કતલ કરી નાખ્યા. અને ઇલેક્ષનના ધોરણે બહુમતીથી અલીને ચોથા ખલીફા બનાવવામાં આવ્યા."

"એ જોઇ બની ઉમય્યાએ માની લીધું કે, બની હાશમ ફરીથી એજ વડાઇ તથા રાજકીય સત્તાને પ્રાપ્ત કરવા પામ્યા. જે હજરત મોહંમદના સમયમાં તેમને પ્રાપ્તી થઇ હતી એજ કારણ હતું કે મોઆવીઆ કે જે ઘણો વખત થયા પ્રથમના ખલીફ તરફથી શામનો ગવરનર, લાગવગ ધરાવનાર, ચાલાક અને દુરંદેશ હતો, તેણે ઉસમાનની કતલ અલીના ઇશારાથી થવા પામી છે એવો ઇશારો કરી વિરૂદ્ધતાની ધજા ફરકાવી આપી, અને મુસલમાનોમાં કુસંપ ઉતપન્ન કરી આપ્યો અને તેથી અજ્ઞાનતાના ધોરણે ફરીથી આરબોમાં તલવાર ખેંચાઇ ગઇ. હવે જો કે સંખ્યાબંધ લડાઇઓમાં મોઆવીઆ અલીપર ફાવવા ન પામ્યો. તથાપી તે હારી પણ ગયો નહી. તેનું કારણ એ હતું કે બની હાશમની સત્તાથી બની ઉમય્યાના બળને તોડી પાડવાના કામે કાંઇ વધુ વખત ન મેળવ્યો હતો. વળી તેટલામાં અલીને પણ કતલ કરી નાખવામાં આવ્યા. હવે મોઆવીઆને પુરેપુરો ગલબો હાસલ થઇ

ગયો. હસન કે જે હુસેનના મોટા ભાઇ હતા અને હઝરત મહંમદ પછી પાંચમાં ખલીફા હતા તેમણે મોઆવીઆ સાથે સુલેહ કરી લીધી, એ રીતે હઝરત મોહંમદની ગાદી બીજી વખતે બની ઉમ- ય્યાના હાથમાં આવી ગઈ. એક તરફ તો મોઆવીઆને પુર્ણ સત્તા પ્રાપ્ત થઇ ગઇ અને બીજી તેણે બની હાશમના બળને નીર્બળ કરી નાખવાને વ્યવહારૂ પ્રયાસો શરૂ કીધા. અને તેમને હમેશાંને માટે જડમુળથી ઉખેડી નાખવા માટે તેણે કાંઇપણ બાકી રાખ્યું નહી હુસેન જો કે પોતાના વડીલ ભાઇ હસનના તાબેદાર હતા છતાં પણ બની ઉમય્યાની તાબેદારીમાં શામેલ નહી હતાં, અને સમયસુંચકતાથી ખુલ્લમ ખુલ્લા બની ઉમય્યાની વિરૂદ્ધતા પણ કરતા હતા. હુસેને ખુલ્લી રીતે કહી આપ્યું હતું કે હું ખુ- દાના માર્ગમાં તુરતમાંજ કતલ થઇશ અને હું અસત્ય વાતની તાબેદારી કદી પણ કરીશ નહી. આવા કારણને લઇ બની ઉમ- ય્યાને તેમના પ્રત્યે ધાસ્તી હતી. અને તે એટલે સુધી કે આ મામલો લંબાતો ચાલ્યો અને એ વખત આવી લાગ્યો કે હસન તથા મોઆવીઆ આએ જહાનથી કુચ કરી ગયા અને યઝીદ મોઆ- વીઆની ગાદીનો વારસ થયો એટલે કે વારસાઇ ધોરણે તેને ગાદી પર બેસાડવામાં આવ્યો. અલીના પછી ખલીફાની ચુંટણી માટેના ઇલેક્ષનના ધોરણને બંધ કરી નાંખવામાં આવ્યું. ગાદી વારસ નીમ્યા પછી કોમના આગેવાનો પાસેથી તેઓ કબુલ રાખે છે તેવી બેઅત લઇ લેવામાં આવતી હતી. ઇમામ હુસેને એક તરફ એ જોયું કે બની ઉમય્યા રાજદ્વારી સત્તા હાસલ કરી લેવા પામ્યા છે અને સાથે કુફાની સત્તા મેળવી લીધી છે. તેમની વર્તણુક મુસ-

લમાનોના અકીદાને નાનાના દીનથી ઉતારી પાડશે અને બીજી તરફ તેમને એ વાતની પણ ખાત્રી થઇ ગઇ કે ભલે તેઓ યઝીદની તાબેદારી સ્વીકારે અથવા તો ન સ્વીકારે પરંતુ બની ઉમય્યા પોતાના જુના વેર તથા રાજદ્વારી હીતના વિચારથી બની હાશમને નાબુદ કરવામાં કોઇ પણ પ્રકારની કસર બાકી રાખશે નહી. અને જો થોડો વખત પણ આવી સ્થિતિ ચાલુ રહી તો દુનીયામાંથી બની હાશમનું નામો નીશાન પણ બાકી રહેવા પામશે નહીં. એજ કારણ હતું કે આપે બની ઉમય્યાના મુકાબલામાં એક રીવોલ્યુશન ખડું કરવાનો પાકો વીચાર કરી લીધો. જ્યારે યઝીદ મોઆવીઆની ગાદીનો વારસ થયો તે વખતથીજ આપે તેની બેઅતથી ઇનકાર પોતા માટે ફરજીઆત કરી લીધો અને આપ પોતાની આ વીરૂદ્ધતા કોઇથી પણ છુપાવતા નહી હતા. આવા કારણને લઇ યઝીદ પણ આપની બેઅત લેવા તથા આપને પોતાનો તાબેદાર બનાવવા હઠ પ્રયાસ કરતો હતો, એજ કારણ હતું કે આપે જાણી બુજીને તે ઉચ્ચ વિચારની સીદ્ધી માટે કે જે આપના મગજમાં ભરેલો હતો, પોતા માટે મૃત્યુને કબુલ રાખ્યું અને ઇસલામી દુનિયામાં એક સર્વોપરી રીવોલ્યુશન સ્થાપિત કરવાના પ્રયાસથી આપે શહીદ થવાને માટે આગળ પગલું ભર્યું."

"જે માણસ તે સમયની સ્થિતિ બની ઉમય્યાની વર્તણુંક, સઘળા ઇસલામી ટોળાંઓ પર તેમનું ફાવી જવું અને મુસલમાન લોકોના એતકાદની નબળાઇ વીગેરે સઘળી બાબતોથી જાણતો હશે તે વગર અચકાયે એ વાતને સ્વીકારી શકે છે કે હુસેને પોતાનો પ્રાણ આપી પોતાના નાનાના દીન તથા ઇસલામના કાયદાઓને

જીવતા કરી આપ્યા. જો આ બનાવ બનવા ન પામતે અને આપના શહીદ થવાથી ખરૂં પારખી કાઢવાની લાગણી મુસલમાનોમાં ઉત્પન્ન ન થતે તો ઇસલામ પોતાની ચાલુ સ્થિતિ પર ટકી રહેવા પામતે નહી કેમકે ઇસલામ હજુ પોતાની પેહલી પાયરીમાંજ હતો. તેટલા માટે એ બનવા જોગ હતું કે તેના કાયદાઓ તથા રીવાજો તદન નાબુદ થઇ જતે. હુસેને પોતાના પીતાનાં મૃત્યુ પછીથી આ ઉચ્ચ ઉદેશ પાર પાડવાનો પાકો ઇરાદો કર્યો હતો; તેટલા માટે આપે મોઆવીઆની જગો પર યઝીદને આવતાંજ થોડા દહાડા પછી મદીનાથી એજ કારણને લઇ સફર કીધી કે મુસલમાનોના મોટાં મોટા સ્થળોમાં જઇ પોતાના ઉચ્ચ વિચારોને પ્રચલિત ફરમાવે. આ આપના રાજદ્વારી હીલચાલનો પેહલોજ સફો હતો કે જ્યાં આપ પોતાનો કદમ રાખતા હતા ત્યાંના મુસલમાનોના અંતઃકરણોમાં બની ઉમય્યા પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થઈ જતો હતો."

"યઝીદ પણ કાંઇ એવી બારીકીઓથી અજાણ્યો ન હતો. તેટલા માટે તે જાણતો હતો કે જો કાંઇ એક નાના સ્થળપર પણ તેમનો વીચાર કાબુ મેળવી ગયો અને આપે વિરૂદ્ધતાનો ઝુંડો બુલંદ કરી આપ્યો તો મુસલમાનોના દીલમાં બની ઉમય્યાની વર્તણુક પ્રત્યે જે તિરસ્કાર ઉત્પન્ન કરી આપ્યો છે તેમજ મુસલમાનોની હુસેન પ્રત્યે જે અંતઃકરણ પુરવકની લાગણી છે તેને લઇ તે વીચાર સઘળા ઇસલામી દેશોમાં બહુજ ઝડપથી ફેલાઇ મજબુત થઇ જશે. અને બની ઉમય્યાની સલ્તનતને જડમુળથી ઉખેડી નાંખશે એજ કારણ હતું કે યઝીદે ગાદીપર આવતાંજ

સઘળા કામની પુર્વે હુસેનને કતલ કરવાનો પાકો ઇરાદો કરી લીધો બની ઉમય્યાની રાજદ્વારી ભુલોમાંની મુખ્ય એજ હતી. અને તે એક એવી રાજદ્વારી ભુલ હતી કે જેના કારણે પોતાના (બની ઉમય્યા) નામો નીશાનને સૃષ્ટિની સપાટી ઉપરથી નીસ્તો નાબુદ કરી નાખ્યું. હુસેન પોતાની કતલગાહ સુધી ગયા અને હરગીઝ તેમનો ઇરાદો રાજ્ય કે રાજકીય સતા હાસલ કરવાનો નહી હતો. તેની સબળ દલીલ એ છે કે હુસેન પોતાની રાજદ્વારી જ્ઞાન તથા અનુભવથીં કે જે જ્ઞાન તથા અનુભવ તેમને પોતાના પીતા તથા ભાઇના સમયથી બની ઉમય્યા સાથેના લડાઇ ઝગડાથી પ્રાપ્ત થયો હતો તેથી સારી પેઠે જાણતા હતા કે સામગ્રી એકઠી ન હોવાના કારણે તેમજ યઝીદને જે સતા તથા વડપણ પ્રાપ્ત છે તેથી કોઈ પણ રીતે તેનો મુકાબલો કરવો એ બનાવ બનવા જોગ નથી”

“બીજું એ કે હુસેન પોતાના પીતાના કતલ થવા બાદ પોતાના કતલ થવાની હમેશાં ભવિષ્યવાણી ભાખતા હતા. અને જે વખતે તેમણે મદીનાથી સફર અખ્તેયાર કીધી ત્યારે સ્પષ્ટ અને મોટેથી કહેતા હતા કે હું કતલ થવાને માટે જઇ રહયો છું પોતાના સઘળા સાથીઓને પણ માત્ર હુજ્જત પુર્ણ કરવા માટે એમજ કહેતા હતા કે, જેથી કોઇ માન મરતબાની લાલચે સાથે આવતા હોય તે જુદા થઇ ચાલ્યા જાય અને એજ વાત તેમના મુખપાઠ પર હતી કે, કતલગાહનો માર્ગ મારી સામે છે અને એ પણ (સમજવાની વાત) છે કે હુસેનનો એવો ઇરાદો ન હતો એટલે કે વિચાર પુર્વક, જાણી બુઝીને અને ઇરાદા પુર્વક કતલ

થવા માટે તત્પર ન થઇ જતે તો, એવી રીતે પોતાને કતલ કરાવી ન નાખતે અને લશકરને એકઠું કરવામાં (જેટલું બની શકે તેટલું) પ્રયત્ન કરતે, એમ તો નજ કરતે કે, જે સાથીઓ પોતાના પગ છુટા પાડી પરાગંદા કરી નાખતે. પોતાને કતલ થઈ જવાનું છે તે પોતાનો શ્રેષ્ટ વિચાર અને પવિત્ર રીવોલ્યુશનનો દીબાચો હતો તે સીવાય બીજા કોઇ પણ વિચાર તેમની દ્રષ્ટી મર્યાદામાં નહીં હતા; તેટલા માટે તેમણે એમ સમજીને કે તે સાધવાનો મુખ્ય માર્ગ લાચારી અને સંકટ છે તેથીજ તેને અખ્તેયાર કીધો. કે જેથી તેમનું સંકટ અંતઃકરણોમાં વધુ અસર ઉત્પન કરનારૂં નીવડી શકે.''

"એ વાત તો ખુલ્લી છે કે તે સમયમાં હુસેનને જે મહોબત ભર્યો દરજ્જો મુસલમાનોમાં પ્રાપ્ત હતો તેની સાથે જો તેઓ પોતાનું બળ વધારવા માગતે તો એક મોટું લશ્કર એકઠું કરી સકતે. પરંતુ તેવી સ્થિતિમાં જો તેઓ કતલ પણ થતે તો એમજ કહેવાતે કે રાજ્ય મેળવવાની ઇચ્છામાં કતલ થયા. અને તે હૃદય-ભેદક સંકટ કે જેનું મહાન પરિણામ (રીવોલ્યુસન) હતું તે પ્રાપ્ત ન કરી શકતે, પરંતુ તેઓએ જેમની જુદાઇ બનવા જોગજ નહી હતી તેમના સિવાય કોઇને પણ પોતાની સાથે ન રાખયા. જેવા કે પુત્ર, ભાઈ, ભત્રીજા, ભાણેજ અને થોડાક વફાદાર અસહાબો, જો કે તેમને પણ કહી આપવામાં આવ્યું કે તમો પણ જુદા થઇ જાઓ; પરંતુ તેઓએ તે માન્ય રાખ્યું નહી. તેઓ પણ એવા અસહાબો હતા કે મુસલમાનોની દ્રષ્ટિમાં પવિત્ર અને પોઢ સદગુણો ધરાવતા હતા. તેમનું હુસેનની સાથે કતલ થઈ જવું આ બનાવની

અતિ વિશેષ ગૌરવ સિદ્ધ કરનારૂં કારણ થવા પામ્યા હુસેને પોતાના જ્ઞાન તથા રાજદ્વારી બળ સાથે બની ઉમય્યાના જુલ્મો અને તે વીચારો કે જે બની હાશમ તથા હજરત મોહંમદની ઓલાદ પ્રત્યેની અદાવતના તેમના દીલોમાં હતા તેને પ્રગટ કરવામાં કોઇપણ કસર બાકી રાખી નહી. તેમાંની એક વાત એ છે કે આપ પોતા તથા પોતાના કુટુંબ માટે બની ઉમય્યાની અદાવત પાકે પાયે જાણી ચુકયા હતા. તેઓ જાણતા હતા કે મારા કતલ થવા સાથેજ બની હાશમની સ્ત્રીઓ તથા બાળકો (આલે મોહંમદ) પકડાઇ કેદ થઇ જશે અને આ બનાવ મુસલમાનોમાં અને ખાસ કરીને આરબોમાં એટલો તો વીશેષ અસર કરનારો નિવડશે કે જેની કલ્પના પણ થઇ શકતી નથી, બન્યું પણ તેવુંજ બની ઉમય્યાની જુલ્માઇ ભરેલી તથા ઘાતકી વર્તણુક તેમણે પોતાના નબીના કુટુમ્બની સ્ત્રીઓ તથા બચ્ચાઓ પર ચલાવી હતી. તે મુસલમાનોના દીલોમાં એવી તો તાસીર કરી ગઇ કે જે હુસેન તથા તેમના સાથીઓના કતલ થઇ જવાથી ઓછું ગૌરવ ધરાવતી ન હતી. આ બનાવે બની ઉય્યાની હઝરત મોહમંદના કુટુમ્બ પ્રત્યેની શતરૂતાને ઇસલામની સાથે તેમના અકાયદને અને ઇસલામીઓ સાથેની તેમની વર્તનને સ્પષ્ટ રીતે જાહેર કરી આપી. એજ કારણ હતું કે ઈમામ હુસેન પોતાના એ મિત્રોને કે જે આ સફર માટે મનાઇ કરતા હતા તેમને ખુલ્લા શબ્દોમાં કહી આપતા હતા કે હું તો શહીદ થવા જાઉં છું. મિત્રોના વિચારો સંકુચિત હતા. અને ઇમામ હુસેનના ઉત્તમ હેતુઓની તેમને જાણ ન હતી. આવા કારણને લઇ તેઓ ઈમામ હુસેનને સફર નહી કરવા માટે

ભલામણ કરતા હતા તેમને છેવટનો જવાબ ઇમામ હુસેન તરફનો એ હતો કે ખુદા તાલાની એવીજ ઇચ્છા છે અને મારા નાનાએ મને એવોજ હુકમ ફરમાવ્યો છે જ્યારે તેઓ સફર નહી નીકળવા માટે આગ્રહ કરતા હતા ત્યારે તેઓ કહેતા હતા કે જ્યારે આપ કતલ થઇ જવાના ઇરાદાથીજ જાઓ છો તો સ્ત્રીઓ તથા બાળકોને સાથે ન લઇ જાઓ તો, આપ એ જવાબ આપતા હતા કે, ખુદાતાલાની મસીય્યત એજ છે, કે મારા સ્ત્રી તથા બચ્ચાંઓ કેદ થઇ જાય ઇમામ હુસેનના આ સખુનો ખાસ કરીને રૂહાની રાજ્ય મેળવવાના ધોરણે હતા અને તે અતિ ઉત્તમ હતા.''

"એટલે કે કોઇને દમ મારવાની પણ જગો ન રહેતી હતી. અને તે એ બાબતની દલીલ છે કે ઇમામે હુસેન પોતાના અંતઃકરણમાં ઉચ્ચ ઉદેશો ધરાવતા હતા તે સિવાય બીજો કોઇ ઉદેશ તેમના ખ્યાલમાં પણ નહી આવતો હતો. એ વાતતો જાહેર છે કે આ સંકટો તેમણે રાજ્ય તથા બાદશાહી માટે ઉપાડયાં નથી. તેમ વગર સમજે બુજે પણ આ મહાન સંકટમાં તેમણે પોતાના કદમો મુકયા નહી. અમારા કેટલાક ઇતિહાસ વેતાઓએ એવો વિચાર કરી લીધો છે તેની દલીલ એ છે કે તેઓ (ઇમામ હુસેન) પોતાના ખાસ સાથીઓ કે જેમના વીચારો પ્રકાશીત અને સત્ય બુદ્ધી ધરાવતા હતા તેઓને ઘણા વર્ષો પુર્વે પોતાના સંકટોથી દીલાસો આપવાના ઉદેશથી કહ્યા કરતા હતા કે મારા કતલ થઇ જવા બાદ અને તે હૃદય ભેદક ગમખાર બનાવ વીતાઇ ગયા પછી ખુદા તાલા એક ટોળાંને તઇયાર કરી આપશે કે જે સત્યને જુઠથી જુદું પાડશે. અને અમારી કબરોની જીયારત કરશે. અમારા

સંકટોપર રહશે. અને આલે મોહમ્મદના શત્રુઓને સારી પેઠે હલાક કરશે. અને લોકો ખુદાના દીન તથા મારા નાનાની શરીઅતનો પ્રચાર કરશે. અને હું તથા મારા બુઝર્ગવાર નાના તેમને દોસ્ત રાખશે અને કીયામતને દહાડે તેઓ અમારી સાથે હશે."

"જો ઇમામ હુસેનના શબ્દો અને વર્તનનો બારીક રીતે અભ્યાસ કરવામાં આવે તો માલુમ પડી જશે કે રાજદ્વારી ધોરણે તેઓએ બની ઉમય્યાના સઘળા દુરગુણો અને બની હાશમ સાથેની તેમની અંતઃકરણ પુરવકની દુશમની અને સાથેજ પોતાની મઝ-લુમીયત્ત જાહેર કરવામાં તેમણે એક પ્રસંગને હાથથી જવા દીધો નથી અને એ વાત તેમનું ઉમદા રાજદ્વારી જ્ઞાન, અંતઃકરણની દ્રઢતા અને પોતાના ઉચ્ચ હેતુઓને પાર પાડવામાં પોતાની મેળેજ આગળ વધવાનું સિદ્ધ કરે છે. ઇમામ હુસેને પોતાની જીંદગીના છેલ્લા વખતમાં પોતાના દુધ પીતા બાળકના સંબંધમાં એવું કામ કીધું કે જગતના ફીલસુફોની અકલોને અચંબામાં નાખી આપી. એટલે તે છેવટના વખતે આવા ભયાનક સંકટોના ઘેરાવામાં, અગ-ણીત ચીન્તાઓના વાવાઝોડામાં, સખત પ્યાસમાં અને અગણિત જખમો લાગેલી સ્થિતિમાં પણ પોતાના ઉચ્ચ ઉદ્દેશોથી તેઓએ ચશ્મપોશી નહી કીધી અને જો કે જાણતા હતા કે તેમના બાળક પુત્ર ઉપર બની ઉમય્યા દયા તો નહીજ કરશે માત્ર તેમ કરવાનો હેતુ એજ કે તેમ કરી પોતાના સંકટોની કીંમત વધારી આપવામાં આવે અને આ સંકટો વધુ મોટાં થઇ જાય તે બાળકને પોતાના હાથ ઉપર ઉંચુ રાખીને સઘ ળાઓ આગળ તેના માટે પાણીની માગણી કીધી અને તીરના

મુખથી તેનો જવાબ સાંભળ્યો જાણે કે આ વર્તનથી ઇમામ હુસેનનો એજ હેતુ હતો કે સઘળું જગત જાણીતું થઇ જાય કે બની હાશમ પ્રત્યેની બની ઉમય્યાની અદાવત કેટલે સુધી હદ કુદાવી ગઈ હતી અને લોકો કલ્પના કરી લે કે, યઝીદ માત્ર (ઇમામ હુસેનને) દફે કરવાને માટેજ આવા જુલમો કરવાને મજબુર ન હતો એટલા માટે કે રૂધ પીતા બાળકને આવી સ્થિતી વચ્ચે એવા ઘાતકી ધોરણે કતલ કરી નાખવું તે નિર્દયતા, પશુત્વ અને જંગલી શતરૂતા સીવાય કાંઇ બીજું જાહેર કરતું નથી વળી આવું વર્તન દરેક ધર્મ, કોમ તથા કાયદામાં ધીકારને પાત્ર ગણાયું છે. આ એકજ બારીક નુકતો એવો છે કે બની ઉમય્યાના દુષ્ટ કાર્યો, દુષ્ટ ઇરાદાઓ અને હજરત નબી પ્રત્યેની શતરૂતાના પરદાને ખુલ્લો: કરી શકે છે. તે બનાવે સઘળી જગતને અને ખાસ કરીને મુસલમાનો પર જાહેર કરી આપ્યું કે બની ઉમય્યા માત્ર ઇસલામના હુકમોનીજ વિરૂદ્ધતા કરવામાંજ આવું વર્તન નથી ચલાવતા; પરંતુ :અજ્ઞાનતા ભરેલા તાઅસ્સુબના કારણે એવા પ્રયાસમાં છે કે બની હાશમના કુટુંબનો એક પણ અને ખાસ કરીને હઝરત મોહંમદની આલનો કોઇ પણ માણસ બાકી ન છોડવામાં આવે. ઉતમ બુધ્ધિ તથા શ્રેષ્ટ રાજદારી જ્ઞાન કે જે તેમના માટે સિદ્ધ થઇ ચુકયું હતું તેને લઇ ઇમામ હુસેનની દ્રષ્ટિ સમીપ જે ઉંચ્ચ વિચારો હતા તેને લઇ આપે કોઇ પણ એવું કાર્ય નહી કીધું કે, જેથી એમ જાહેર થઇ શકે કે, બની ઉમય્યા તેને દુર નહી કરી શકતા હતા. તે એટલે સુધી કે જે સત્તા આપને પ્રાપ્ત હતી અને તે સંપુર્ણ અસરકારક હોવા સાથે પણ ઇમામ હુસેને ઇસ્લામી રાજ્યમાંના એક શહેરપર પણ પોતાનો

કબજો કીધો નહી. તેમ યઝીદના રાજ્યના કોઇ પણ ભાગપર હુમલો કીધો નહી અને પરીણામમાં ઇમામ હુસેનથી કોઇ વીરૂદ્ધ કે તાબેદારીની વર્તન અથવા તો બળવો બખેડો થઇ જાય તે પહેલાં એક ઉજડ રણમાં તેમને ઘેરી લેવામાં આવ્યા. ઇમામ હુસેને કદી પણ નહી કહ્યું હતું કે, હું બાદશાહ થઇશ અર્થાત હું બાદશાહી મેળવવા માંગું છુ. માત્ર બની ઉમય્યાના દુષ્ટ આચરણો જાહેર કરી આપ્યા હતા અને કહ્યું હતું કે તેમના રંગઢંગ ઇસલામને નીર્બળ કરી નાખનારા છે. પોતે પોતાના કતલ થઇ જવાની અગાઉથી ખબર આપી હતી અને પોતાની દુઃખમાં હોમાયલી સ્થિતી માટે ખુશખુશાલ હતા. જ્યારે તેમને રણમાં ઘેરી લેવામાં આવ્યા તે વખતે પણ તેઓ કહેતા કે જો મને છોડી આપે તો હું મારા બાલબચ્ચાંઓને લઇ યઝીદના રાજ્યને તજી બીજા રાજ્યમાં ચાલ્યા જવાને તઇયાર છું. આ એકજ નુકતો કે જેથી ઇમામ હુસેનનો સુલેહશાંતીભર્યો ઉપદેશ જાહેર છે. તેણે બની ઉમય્યાના વિરૂધ્ધમાં મુસલમાનોના દીલોમાં હદ ઉપરાંતનો અસર કીધો.

"(ઇમામ) હુસેનની પહેલાં ઘણા રૂહાની આગેવાનો તથા ધાર્મીક મહાપુરૂષોને જુલમથી કતલ કરવામાં આવ્યા છે. અને તેમના કતલ થવા પછીજ રીવોલ્યુશન શરૂ થયું છે. વળી તેમના સેવકોએ તેમના શતરૂઓપર તલવાર ખેંચી છે. આવું બની ઇસ્રાઇલમાં અનેકવાર થવા પામ્યું છે. (હઝરત) યહયાનો કીસ્સો ઇતિહાસીક મહાન બનાવોમાંનો એક બનાવ છે અને એવીજ રીતે યાહુદીઓએ (હઝરત) ઇસા સાથે વર્તણુંક ચલાવી તેનું દ્રષ્ટાંત હજી સુધી જાહેરમાં આવવા પામ્યું નથી. પરંતુ (ઇમામ) હુસેનના

બનાવે સઘળા બનાવોપર સરસાઈ હાંસલ કરી લીધી. ઇતીહાસના દફતરોથી એવું નથી માલુમ પડતું કે, રૂહાની તથા ધામીંક મહા પુરૂષોમાંના કોઇએ ઉંચ્ચ ઉદેશો પાર પાડવાના હેતુથી પોતાની જાતને પોતાના જ્ઞાન તથા ઇરાદાથી કતલ કરાવી દીધી હોય; એટલે કે ધામીંક મહા પુરૂષોમાં જે કોઇ કતલ થયું તેના શતરૂઓએ તેની ગફલતની હાલતમાં તેનાપર હુમલો કરી ઘાતકી રીતે તેને કતલ કરી નાખ્યો અને જેટલા પ્રમાણમાં તે સંકટનો ભોગ થઇ પડયો તેટલા પ્રમાણમાં તે માટેનું રીવોલ્યુશન થવા પામ્યું પરંતુ (ઇમામ) હુસેનનો બનાવ વિદ્વતા, ફીલસુફી તથા રાજદ્વારી પોઇન્ટ ઉપરનો હતો. અને જગતના ઇતિહાસમાં તેની બરોબરીનું એક પણ દ્રષ્ટાંત નથી. કેટલા વર્ષો સુધી (ઇમામ) હુસેન પોતાના કતલ થવાની વ્યવસ્થા તથા તઇયારી કરી રહયા અને ઘણોજ ઉચ્ચ તથા બુલંદ હેતુ તેમની દ્રષ્ટિ સમીપ હતો. ઇતિહાસમાં એક પણ એવો બનાવ (ઇમામ) હુસેન સીવાય દ્રષ્ટિગોચર થતો નથી કે કોઇએ ભવિષ્યમાં પોતાના ધરમના વધારા માટે જ્ઞાન અને ઇરાદાપુર્વક પોતાનો પ્રાણ આપ્યો હોય. જે જે સંકટો (ઇમામ) હુસેને પોતાના નાનાનો દીન જીવતો કરવાને સહન કીધાં તે સઘળા પ્રથમના ધામીંક મહા પુરૂષો ઉપરના સંકટોપર સરસાઇ લઈ જાય છે. અને તેવા પ્રકારના સંકટો પ્રથમના કેઈ ઉપર પડવા પામ્યા નથી. જો કદાચ એમ કહેવામાં આવે કે બીજા લોકોએ પણ ધર્મ માટે ધર્મ માર્ગમાં પ્રાણો આપ્યા છે પરંતુ (ઇમામ) હુસેનના ધોરણેનું એક પણ થવા પામ્યું નથી. (ઇમામ) હુસેને પોતાનો વ્હાલો પ્રાણ આપ્યો, પોતના વ્હાલા પુત્રો, ભાઈઓ, ભત્રીજાઓ, ભાણેજો અને દોસ્ત

આશનાઓ સઘળાઓના પ્રાણ આપી દીધાં માલ મીલકત આપી દાધી. બાલબચ્ચાંના કેદ પકડાવાનું ગવારા કીધું અને તે સઘળી મુસીબતો એકજ વખતે અચાનક તથા અજાણમાં આવી પડી નથી કે જેથી એકત્ર બનાવના કારણે તેને એકજ મુસીબત કહી શકાય. બલ્કે થોડા થોડા અંતર પછી અને એક પછી એક આ મુસીબતો આવતી ગઇ જગતના ઇતિહાસમાં આવાં સંકટોનો ઉપરાસાપરી હુમલો કરવો (ઇમામ) હુસેન માટે ખાસ છે એજ કારણ હતું કે (ઇમામ) હુસેનના કતલ થતાંજ અને તે ગમખાર બનાવ બનતાંજ તેમની સ્ત્રીઓ તથા પુત્રીઓના કેદ થતાંજ બની ઉમય્યાનો ગુપ્ત હેતુ જાહેર થઇ ગયો. તેમના અઘટિત કર્તવ્યો અને પાપો જગત પર પ્રકાશીત થઇ ગયાં. રાજ્યદ્વારી લાગણી અને રીવોલ્યુશન ફીલીંગ મુસલમાનોમાં ઉત્પન્ન થઇ ગઇ અને યઝીદના રાજ્ય તથા બની ઉમય્યાની વિરૂધ્ધ રીવોલ્યુશન શરૂ થઈ ગયું. અને બની ઉમય્યાને ઇસલામને ખરાબ કરનારા જાણી લોકો તેમની બીદતો અને નવી બાબતોને રદ કરવા લાગ્યા. અને તેમને ઝાલીમ તથા પારકાનો હક છીનવી લેનાર કહેવા લાગ્યા. અને તેથી ઉલટી રીતે બની હાસમને મઝલુમ તથા રાજના ખરા હકદાર માનવા લાગ્યા અને ઇસલામનું રૂહાની રાજ્ય તેમની પાસે હોવાનું સમજવામાં આવ્યું. જાણે કે મુસલમાનોએ નવું જીવન તથા તાજો આત્મા પ્રાપ્ત કીધો અને ઇસ્લામની રૂહાની સ્થિતિ માટે નવી રોનક ઉત્પન્ન થઇ ગઇ મુસલમાનો કે જે ઇસલામની રૂહાની જવાબદરીઓને વીસરી ગયા હતા તે ખાસ નુરાની તથા જાહોજલાલીના ધોરણે સજીવન થવા પામી."

"જેવી રીતે (ઇમામ) હુસેનના સંકટોની કીમત પ્રથમના મહા પુરૂષોના સંકટો ઉપર સરસાઇ ભોગવતી સીદ્ધ હતી તેવી રીતે

તે રીવોલ્યુશન જે (ઇમામ) હુસેનના ગમખાર બનાવ પછી થવા પામ્યું તેની કીંમત પણ પ્રથમના સઘળા રીવોલ્યુશનો પર સરસાઇ લઇ ગઇ. આ રીવોલ્યુશનની મુદત તથા અસર પણ વિશેષ હતો. આવા કારણોને લઇ (હઝરત) મોહંમદના બાકી રહેલા કુટુંબીઓની મઝલુમીયત સઘળા જગતમાં જાહેર થઈ ગઇ. આ રીવોલ્યુશનનું પહેલું પરીણામ એ આવ્યું કે રૂહાની રાજ્ય જે રાજદ્વારી બાબતમાં મોટી શાનદાર વસ્તુ છે તે નવેસરથી બની હાશમમાં અને ખાસ કરીને (ઇમામ) હુસેનના સંબંધીઓમાં નક્કી થઈ જવા પામ્યું. હજુ સુધી પણ બની હાશમ અને ખાસ કરીને તે લોકો જે (ઇમામ) હુસેનની ઓલાદના છે અને રૂહાનીયતની દ્રષ્ટિથી સઘળા મુસલમાનોમાં જોવામાં આવે છે અને હજુ થોડા વર્ષો પણ પસાર નહોતા થવા પામ્યા કે મોટી સત્તા તથા લાગવગ છતાં પણ યઝીદ તથા મોઆવીઆના કુટુંબમાંથી રાજ્ય નીકળી જવા પામ્યું અને ત્રીસ વરષ કરતાં પણ ઓછી મુદતમાં સઘળા બની ઉમય્યાઓથી બાદશાહી છટકી ગઈ અને એવી રીતે પરાગંદા તથા પાયમાલ થઇ ગયા કે નામ નીશાન કે, પતો પણ રહયો નથી અને જ્યારે કદી કીતાબોમાં તેમનું નામ આવે છે ત્યારે મુસલમાનો તેમની પાયમાલીથી ખુશી થયા હોય તેવા ફકરાઓ તેમના માટે ઉચ્ચારે છે. આ સઘળા હુસેની રાજદ્વારી તદબીરોના પરિણામો છે. કહી શકાય છે કે રૂહાની તથા ધામીંક મહાપુરૂષોમાં પ્રથમથી આજદીન સુધી આવો પરિણામનો જાણનાર, દુરંદેશ, તથા દ્રઢતા બનાવવાળો કોઇપણ ઇતિહાસે યાદગાર મુકયો નથી હજુ (ઇમામ) હુસેનના કેદીઓ યઝીદની પાસે પણ નહિ

પહોંચ્યા હતા કે યઝીદની વિરૂદ્ધનું રીવોલ્યુશન શરૂ થઇ જવા પામ્યું, (ઈમામ) હુસેનની મઝલુમિયતે બની ઉમય્યાના સઘળા કરતુકોને ખુલ્લા કરી આપ્યા અને તેમની ધારણાનો પરદો ઉઘાડો કરી નાખ્યો. એટલું થવા સાથે પણ કોઇનામાં એ તાકાત ન હતી કે (ઇમામ) હુસેન તથા ખાનદાને અલીનું નામ યઝીદ તથા તેના ખાસ માણસો નજીક માનપુર્વક લઇ શકાય પરંતુ કરબલાનો ગમખાર બનાવ બનતાંજ જાહેર દરબારો, સરઘસો તથા ખાનગી જલસામાં (ઇમામ) હુસેન તથા ખાનદાને અલીના નામો મુબારક, માનવંત તથા મઝલુમિયતની સાથે ફરજીયાત યઝીદને સાંભળવાં પડતાં હતાં જો કે આવી વાતો સાંભળવી એ તેનાપર બહુ બોજા રૂપ હતી; પરંતુ ચુપકીદી ધારણ કરવા સિવાય તેના માટે બીજો કોઇ મારગ નહિ હતો. બલ્કે કેટલીક વખતે તે જુલ્મો તથા કરતુકોથી પોતાનું અલગપણું જાહેર કરતો હતો. અને તેનો આરોપ પોતાના રાજ્યના અમીરોની ગરદનપર ઢોળતો હતો યઝીદે આ ગમખાર બનાવ પછી (ઇમામ) હુસેનના સદગુણો તથા ફઝાયેલ અગણિત સાંભળ્યા તેથી તે એક દહાડે કહેવા લાગ્યો કે જે બુઝુર્ગી તથા માન સાથે આલે નબી અને બની હાશમના નામો લેવામાં આવે છે તે જોતાં (ઇમામ) હુસેનનું મારા પર બાદશાહ થઇ જવું બહુ સ્હેલ હતું છેવટે (ઇમામ) હુસેનના સેવકોએ ઉપરા સાપરી આ રીવોલ્યુશનથી લાભો મેળવ્યા અને બની હાસમની શકિત તથા વડાઇ વધતીજ જતી હતી. હજુ ત્રીશેક વરષ પસાર નહોતાં થવા પામ્યાં કે, મોટું ઇસલામી રાજ્ય બની હાશમના હાથમાં આવી ગયું અને બની ઉંમય્યાને એવી રીતે નીસ્તો નાબુદ કરી નાખ્યા

કે, તેનું નામ નીશાન પણ બાકી ન રહ્યું માત્ર થોડાક સદીકાઓ સુધી તેના થોડા માણસો એક પછી એક સ્પેનમાં રાજ્ય કરતા રહ્યા. હવે તે મોટું કુટુંમ્બ કે જે ઘણા વર્ષો સુધી મોટી જાહોજલાલી સાથે રાજ્ય કરતું હતું તેનો એક પણ ગુમ નામ પુરૂષ પણ આજે દ્રષ્ટિગોચર થતો નથી. અને અનાયાસે કદી નજરે પણ પડી જાય છે તો સખ્ત લાનત મલામતનો ભોગ થઇ પડે છે અને તે એટલે સુધી કે તે પોતાનાં દેસ તથા કબીલાને પણ છુપાવી રાખે છે આ વાત જગજાહેર છે કે કાચાર કુટુમ્બના બાદશાહો જે આજે ઇરાનમાં રાજ્ય કરે છે તે બની ઉમય્યામાંથી છે પરંતુ ખુદ તેઓ પોતેજ તેવી વાતનો સ્વીકાર કરતા નથી અને તેવા આરોપથી પોતાને અલગ સમજે છે.'

"એક સદીકા પછી પણ જે બની હાશમ રાજ્યના માલેક થયા, તે માત્ર (ઇમામ) હુસેનના ભત્રીજા હતા. કાંઇ તેની ઓલાદ નહિ હતા. આમ થવાનું કારણ એ હતું કે (ઇમામ) હુસેનની ઓલાદે ગોશા નશીની અખ્તેયાર કીધી હતી. અને ઇસલામનું રૂહાની રાજ્ય ખાસ તેમના માટે મુકરર થઇ ગયું હતું (ઇમામ) હુસેનના ભત્રીજાઓએ [બની અબ્બાસ] જો કે (ઇમામ) હુસેનના સેવકોના રીવોલ્યુશનના કારણે રાજ્ય મેળવ્યું હતું પરંતુ રાજ્ય મેળવ્યા પછી એવી ધાસ્તીથી; કે રખેને અમારા રાજ્યની પડતી આવે, તેથી રીવોલ્યુશનવાળા લોકોપર, ઘણીજ સખ્તાઇ કરવા લાગ્યા. તેમને ધાસ્તી હતી કે, ઇસ્લામી રાજ્ય રખેને (ઇમામ) હુસેનના ખાનદાનમાં ન ફેરવાય જાય. એક તરફ તો બની અબ્બાસની વિશેષ સખ્તાઇ હતી બીજી બાજુએ બની ઉમય્યા નાબુદ

થઇ જવાથી, અને તેથી રીવોલ્યુશનનો સરંજામ દુર થઇ જવાથી, તેમના રીવોલ્યુશનનો જુસ્સો પણ નરમ થઇ ગયો. (ઇમામ) હુસેન તથા (ઇમામ) અલીના સેવકોએ જ્યારે જોયું કે શતરૂ બલવાન છે અને પોતે સુસ્ત છે તેથી સમજી ગયા કે બની અબાસના બાદશાહો જે ઘણા બળવાન છે, અને સામાન્ય વિચારો વિખરાઇ જવાથી તેમનો મુકાબલો કરી શકતા નથી તેથી રીવો-લ્યુશનનું જાહેર ધોરણ છોડી દઇ પરદા પાછળ તેનું રૂપ એવું બદલાવી નાખ્યું કે, એક જગો એકત્ર થઈ તે ગમખાર બનાવ જે (ઇમામ) હુસેનપર બનવા પામ્યો હતો તેનું વરણુન કરવાને લાગી ગયા. અને આ ધોરણથી તે મહાન રીવોલ્યુશનની લાગણી જીવતી તથા તાજી રાખતા હતા બની અબ્બાસના ખલીફાઓ જ્યારે આ બાબતથી જાણીતા થયા અને (ઇમામ) હુસેનના સેવકોની આ યુકિત તેમની સમજમાં આવી ગઇ. ત્યારે પ્રથમ કરતાં પણ તેમણે સખ્તાઇ, મનાઇ તથા અટકાવ કરવાનું ચાલુ કીધું અને વળી તેમાં એવો ઉમેરો કીધો કે (ઇમામ) અલી તથા (ઇમામ) હુસેનની પૈરવી જે માણસથી જાહેર થતી હતી તો જેવી રીતે રાજદ્વારી મોટા ગુનાહની સજા કરવામાં આવે છે તેથી વિશેષ સજા તેવા લોકોને કરતા હતા. અને આવા ગુનાહ માટે હજારો માણસોનો (ઇમામ) હુસેનના સેવકોમાંથી કતલ, જખમી, કેદ થતાં પાયમાલ કરી નાખ્યા. એટલી સખ્તી છતાં રીવોલ્યુશનની લાગણી [ઇમામ] અલીના સેવકોમાંથી દુર ન કરી શકયા. અને જેટલા પ્રમાણમાં તેઓએ સખતાઇ કીધી તેટલાજ પ્રમાણમાં તેમની શકિત તથા લાગણી

વધતી ગઈ. અને તે એટલે સુધી કે પરિણામે તે (ઇમામ) હુસેનના સેવકોની તદબીરોથી બની અબ્બાસના રાજયનો પણ અંત આવી ગયો. પછી કેટલોક સમય સુધી (ઇમામ) હુસેનની ઓલાદના હાથમાં રાજય ચાલુ રહયું. (ઇમામ) હુસેન પછી રૂહાની રાજય તેમની ઓલાદના હાથમાં ક્રમે ક્રમે રહેતું આવ્યું આ લોકો પણ (ઇમામ) હુસેનના અઝાદારીને ધરમનો અગત્યનો ભાગ સમજતા હતા. અને જેટલા પ્રમાણમાં તેનાં પરિણામમાંથી (ઇમામ) અલીના સેવકોમાં બળ ઉત્પન થતું ચાલ્યું. તેટલા પ્રમાણમાં (ઇમામ) હુસેનની મુસીબતનું વરણન વધુ જાહેર થવા લાગ્યું અને જેટલા પ્રમાણમાં તે લોકોએ આ સંબંધમાં વિશેષ કોશીશ કીધી તેટલાજ પ્રમાણમાં તેમની શકિત તથા ઉનતિ વધતી ગઇ. ઓછામાં ઓછા તે લોકો કે જે સમય તથા સંજોગોના ભેદોને સારી પેઠે સમજતા હતા તેમણે (ઇમામ) હુસેનની મુસીબતનું વરણન કરવાનું ધોરણ બદલી તેનાજ બરોબરીનાં ધોરણમાં તેને મુકી તરક્કી કરતા રહયા. તે એટલે સુધી કે, આજે જ્યાં એક પણ મુસલમાન છે ત્યાં (ઇમામ) હુસેનની તાજીઆદારી મોટા રોનકની સાથે હસ્તી ધરાવે છે. અને બીજી કોમો તથા બીજા ધરમમાં પણ ધીમે ધીમે તેણે પ્રવેશ કરી દીધો છે. ખાસ કરીને પ્રાચીન તથા હીંદુસ્તાનમાં હીન્દીઓમાં તેના અસરનો મુખ્ય સબબ એ છે કે તેમણે અઝાદારીનું ધોરણ શોગ પાળવાની રીત ભાતને મળતું બનાવી લીધું છે, (ઇમામ) હુસેનની અઝાદારી હીન્દુસ્તાનમાં પુરણ રીતે અને જાહેર ધોરણે ફેલાયાને સો વર્ષ કરતાં વધુ વર્ષો થયાં નથી. આ ટુંક મુદતમાં હીન્દુસ્તાનના એક નાકાથી બીજા નાકા

સુધી અઝાદારી ફેલાઇ ગઇ છે અને એવું જણાય છે કે દરરોજ તે વધતી જાય છે. અમારા કેટલાક ઇતિહાસકારો આ રીવાજની હકીકત તથા પરીણામની અજાણના કારણે કેટલીક ટીકા કરી ગયા છે. અને (ઇમામ) હુસેનના સેવકોની માતમદારીની પદ્ધતિને દીવાનપણાના શબ્દથી યાદ કરી ગયા છે. તેઓ ખરી વાતને પહોંચ્યાજ નથી કે આ મસલાએ ઇસલામમાં કેવો અને શું શું ફેરફાર ઉત્પન્ન કરી આપ્યો. તાજીઆદારીના કારણે ધારમીક લાગણીની સાથે રાજદ્વારી અસર પણ આ કોમમાં એવો ઉત્પન્ન થવા પામ્યો છે કે એવો બીજી કોઇ કોમમાં જોવામાં આવતો નથી. જે માણસ હીન્દના [ઇમામ] અલીના સેવકો કે જેમણે અઝાદારી પોતા માટે ધારણ કરી લીધી છે તેની સો વર્ષની ઉન્નતિનો વિચાર કરશે તે કબુલ કરશે કે ઉન્નતિના અતિ મોટા પોઇંટાની તેઓ પઇરવી કરે છે. સો વરસ પહેલાં [ઇમામ] અલી તથા [ઇમામ] હુસેનના સેવકો હીંદુસ્તાનમાં આંગળીનાં ટેરવાં પર ગણી શકાય તેટલા હતા. અને આજે હીન્દમાં ગણત્રીની રૂએ ત્રીજી કોમ તરીકે સાબીત થયા છે. આવીજ સ્થિતી બીજા દેશોમાં તેમની થવા પામી છે. અમો જયારે પોતાના [ખ્રીસ્તી] મીશનરીઓનું પ્રોગ્રામ જોઇએ છીએ અને તેની સાથે સરખામણી કરીએ છીએ ત્યારે જોઇએ છીએ કે આટલાં નાણાં તથા શકિતના ખરચવા છતાં એ ટોળાંની ઉન્નતિના દશમા ભાગે પણ તેમને પ્રાપ્ત થઇ નથી; જો કે અમારા પાદરીઓ પણ હજરત ઇસા મસીહના સંકટો વરણવી વરણવી, લોકોને અસર ઉત્પન્ન કરે છે પરંતુ તે વર્ણન એવા ધોરણ તથા દેખાવનું નથી થતું કે, જેવા [ઇમામ] હુસેનના

સેવકોમાં તે પ્રચલિત છે અને તેનું ખરૂ કારણ એ છે કે હજરત ઇસા મસીહના સંકટો [ઇમામ] હુસેનના સંકટોના મુકાબલામાં તેટલા અસર કરનાર તથા દીલ પીગળાવનાર નથી. અમારા ઇતિહાસકારોને લાઝીમ છે કે, પરકોમોના રીત રીવાજોને એમ દીવાનાપણાનો લકબ ન આપી દે. આ લખનારની માન્યતા એવી છે કે ઇસલામના કાનુનનું રક્ષણ, મુસલમાનો તથા ઇસલામની ઉન્નતિ, તે સઘળું [ઇમામ] હુસેનના કતલ થઇ જવાથી અને તેને લગતા બનાવો બની જવામાંજ છે. એવીજ રીતે રાજદ્વારી રીવોલ્યુશનનો અસર જેનો મુખ્ય હેતુ જોર જુલમની તાબેદારી ન કરવી તે છે અને જે બાબત રાજદ્વારી વિદ્વાનો નજીક બહુજ ઉતમ અને મુબારક છે, અને દરેક મનુષ્યના ઉચ્ચ લક્ષણોમાંથી ગણાય છે તે આ કોમમાં [ઇમામ] હુસેનની અઝાદારીના કારણે ઉત્પન્ન થઇ જવા પામ્યું છે, અને જ્યાં સુધી તે લક્ષણ તથા ધોરણને તેઓ પોતાના અગત્યના કારય જેટલો દરજ્જો આપતા રહેશે ત્યાં સુધી પડતી તથા ગુલામગીરી કબુલ કરશે નહિ. જરા વિચારી જોવું જોઇએ કે [ઇમામ] હુસેનની અઝાદારીની મજલીસોમાં કેવા કેવા બારીક અને જીવન અરપણ કરનારા પોઇંટો એક બીજાના કાન સુધી પહોંચે છે, અને ગુપ્ત ધોરણે શિક્ષણ આપે છે."

"આ લખનાર પોતે કેટલાક દુભાષીઆ સાથે જ્યાં [ઇમામ] હુસેનની મુસીબતોના વરણન થતાં હતાં ત્યાં ગયો હતો મેં સાંભળ્યું કે તેઓ કહે છે કે, [ઇમામ] હુસેન જે અમારા પેશવા તથા ઇમામ હતા અને તેમની તાબેદારી તથા પેરવી અમારા પર

વાજીબ છે તે યઝીદની સખ્તાઇ. તથા જબરદસ્તી છતાં તેને તાબે થયા નહિ અને સદ્વરતનના રક્ષણ, ખાનદાની વડપણ તથા કીર્તી સંપાદન કરવા માટે તેમણે પોતાનો પ્રાણ આપ્યો, માલ મીલ્કત આપી, ઓલાદ આપી અને બાલ બચ્ચાં આપ્યાં અને તેના બદલામાં દુનિયામાં કીર્તી અને આખરતમાં ખુદાની ખુશી તથા શફાઅતનો મરતબો હાસલ કીધો. તેમના શતરૂઓ આ લોક તથા પરલોકમાં બદનામીને પાત્ર થયા. ત્યાર પછી અમોએ સારી પેઠે જાણી લીધું કે, તે લોકો ખરેખર એક બીજાને શિક્ષણ આપે છે. જો કે [ઇમામ] હુસેનની પેરવીનો દાવો રાખતા હો, કીર્તીની ઇચ્છા ધરાવતા હો, વડાઇ તથા ફઝીલત હાસલ કરવા ચાહતા હો તો તમો પણ મનુષ્ય જાતમાં રહેલા યઝીદીઓની તાબેદારી કરી તેમના જોર જુલ્મને સહન ન કરશો અને આબરૂના મોતને અપમાનના મોત ઉપર સરસાઇ આપજો કે જેથી આ લોક તથા પરલોકમાં કીર્તી તથા મુક્તિ પ્રાપ્ત થાય. એ વાત તો નિરણય થઇ ચુકી છે કે જો કોમને જન્મથી તે મૃત્યુ સુધી એટલે કે બાળપણથી તે છેવટ સુધી એવું શિક્ષણ આપવામાં આવે, તો કોમમાં કેવી કેવી ખુબીઓ તથા કેવા કેવા ઉત્તમ લક્ષણો ઉત્પન્ન થશે, દરેક પ્રકારની કીર્તી તથા વડાઇ તેમનામાં હાંસલ થઇ જશે. સઘળાઓ ખરેખરા કોમના માટે પ્રાણ આપનારા અને કોમી ઇઝઝત તથા કીર્તીના ધણી થઇ જશે. આજકાલના વડપણ ભોગવતા ધર્મોની ખરી કીર્તીનો આ એકજ નુકતો છે. આ સત્યતા પ્રાપ્ત કરવાનું શિક્ષણ છે એ તો અમારા ઉછાછળા શિક્ષણનું પરિણામ છે કે અમો યુરોપવાળાઓ વગર વીચારે કોઇ પણ કો·

મના જાહેર રંગ ઢંગ તથા રીત રીવાજોને અમારા મુળ તત્વોથી ઉલટાં જોઇએ છીએ અને દીવાનાપણાંનો આરોપ મુકી તેને જંગલી કહીએ છીએ. એમ નથી સમજતા કે જ્યારે તેમના મુળ હેતુ સુધી વિચાર કરી પહોચીએ ત્યારે તે રંગ ઢંગ તથા રીત ભાતો બુદ્ધિ ભરેલી તથા રાજદ્વારી પોઇંટોથી ભરેલી માલુમ પડે છે અને તેવી સ્થિતિ વચ્ચે અમોને અમારી ભુલનો સ્વીકાર કરવો પડશે. માટે આ ટોળાં તથા કોમમાં જે કાંઇ અમોએ કહયું તેના પરિણામો સ્પષ્ટ રીતે જાહેરછે, અમોને લાઝીમછે કે અમો કોમ તથા ધર્મના રીત રીવાજોના મુળ તત્વો પર નજર દોડાવીએ; નહીતર એ સીપાઇલોકો પણ અમારા ઘણા રીત રીવાજોને નાપસંદ કરેછે અને કેટલીક રીત ભાતોને પોતાના સદવર્તનથી ઉલટી જાણી છે. બલ્કે કેટલીકને અણ ઘડ તથા જંગલી સમજે છે. રાજદ્વારી લાભો કે જેનું વર્ણન અમોએ ઉપર કરી બતાવ્યું છે તેનો અસર કુદરતી છે. મુસલમાનો આ કાર્યથી આખરતના મોટા મોટા દરજ્જાઓ હાંસલ થવાનો એતેકાદ રાખે છે. જે માણસ ઇતિહાસ તથા એશીયાટીક લોકોની પ્રકૃતીને જાણે છે તે કબુલ કરશે કે નીતીની સુધારણા તથા પોલિટિકલ બાબતોનું શિક્ષણ એશીયામાં હમણાં બલ્કે સઇકા સુધી ધરમની સહાયતા વિના બીજા કોઈ પણ પ્રકારે બનવાજોગ નથી. એશીયાટીક લોકો પાસેથી કોમ તથા દેશ સેવાના લાભો ધરમની સહાયતાથી લેવા જોઇએ; જેવી રીતે કેટલાક સઇકાઓ પુરવે યુરોપની સ્થિતિ હતી, અત્યારે તો બીલકુલ બનવા જોગજ નથી કે, કોઇ લોકો એશીયાટિક લોકો પાસેથી યુરોપની પેઠે કોમ તથા દેશના નામથી સહાયતા લઇ શકે. પણ હા, ધરમની સહાયતાથી તેમનાથી

એવા કાર્યો લઇ શકાય છે, કે જેનો અસર કોમ તથા દેશ સુધી પહોંચી જશે. આજે ત્રણ કરોડ ઇસલામીઓમાં માત્ર પાંચ લાખ સીવાય માતબર લોકો માલુમ પડતા નથી. પણ જ્યારે મુસલમાનો ધરમ પ્રત્યે દુરલક્ષ કરી અને ધરમને પીઠ પાછળ કરી દઇ કોમી તથા રાજદ્વારી ઉન્નતિ કરવા માગે તો લાભને બદલે તેમને ગેર લાભજ થશે: તે એ માટે કે મુસલમાનોના પાંચ ભાગો પણ બીજી કોમોની છાંયા અને ધર્મોમાં ગુંચવાઇ રહ્યા છે. અને જો તેઓ કોમીયતના નામે ઉન્નતિ કરવાનું ઇચ્છશે તો પાંચે ભાગ તેમની રાજદ્વારી જીંદગીથી બાકાત રહેશે. પરંતુ જો તેઓ ઇસલામના સામટા આસરાથી ઉન્નતિ કરવા ઇચ્છશે તો સઘળા ઇસલામીઓમાં પોલિટિકલ આત્મા ઉત્પન્ન થઇ જવા પામશે. અને રૂહાની શિક્ષણના ઉતરોતર ટેકાથી તે ઇસલામના બધા ફીરકાને કે જે બીજી કોમોની છાંયામાં છે તે પડતીથી સંરક્ષણ પામશે. અને રૂહાની લાગણી જે આજે મુસલમાનોમાં પ્રચલિત છે તેમાંની (ઇમામ) હુસેનની તાજીઆદારી સીવાય બીજી કોઇ વસ્તુ પણ પોલિટીકલ અસર મુસલમાનોમાં ઉત્પન્ન નથી કરી શકતી અને જો સદીઓ સુધી મુસલમાનોમાં એવીજ રીતે તાજીઆદારીની રસમ ચાલુ રહે અને સઘળા ભાગોમાં પ્રાધાન્યપદ મળે તો મુસલમાનોમાં તરોતાજી પોલિટીકલ જીવન ઉત્પન્ન થઇ જશે.”

“આજે પણ મુસલમાનોમાં જે બળ તથા મજબુતાઇ ટકી રહેવા પામી છે તેમાંની અરધી આ ઉતમ પોઇંટની પેરવીનું પરિણામ છે. અને જાણે હું તે દહાડાને જોઇ રહયો છું કે ઇસલામી

રાજ્યો તે સીલસીલાની છાંયમાં ઉન્નતિ મેળવી જશે; અને જગતના સઘળા મુસલમાનો તેનીજ સહાયતાથી ઈતિફાકના ઝુંડા નીચે આવી એકઠા થઇ જશે; એટલા માટે કે ઇસલામી ફીરકાઓમાં કોઇ ફીરકો એવો નથી કે જે ધારમીક દ્રષ્ટિએ (ઇમામ) હુસેનની મુસીબતોનું વરણુન કરવાને ઇનકાર કરતો હોય. અને તેનાથી નફરત કરતો હોય, બલ્કે આ ધારમીક રસમ અદા કરવામાં ખાસ કરીને કુદરતી ઇચ્છા ધરાવે છે. અને જુદા જુદા અકીદા ધરાવતા મુસલમાનોમાં આ એકસંપીમાં જોડનાર નુકતા સીવાય બીજી કોઇ એવી ચીજ નથી માલુમ પડતી. (ઇમામ) હુસેન સઘળી રૂહાની બાબતોમાં વિશેષ રીતે (હઝરત) ઇસા મસીહ સાથે મળતા આવે છે (ઇમામ) હુસેન સઘળી રૂહાની બાબતોમાં વીશેષ રીતે (હઝરત) ઇસા મસીહ સાથે મળતા આવે છે પરંતુ તેમનઃ સંકટો ઘણા ભારે અને ઘણા સખત હતાં, વળી (ઇમામ) હુસેનના સાથીઓ પણ (હઝરત) ઇસા મસીહના સાથીઓ જેવાજ હતા, પરંતુ જો ખ્રીસ્તી લોકો પણ (ઇમામ) હુસેનના સેવકોના પ્રથમના મુળતત્વોની પેરવી અખત્યાર કરી લેતે અર્થાત જે અટકાવનાગ ખુદ મુસલમાનોમાં ઉત્પન્ન થઇ જવા પામ્યા છે તે (ઇમામ) હુસેનના પેરવોને એમના અમલથી નહી રોકતે તો આ બન્ને ધર્મોમાંથી એક ધરમ જગતના નવા છેડા સુધી ફેલાઇ જતે. પરંતુ (ઈમામ) હુસેનના પેરવોને અટકાવ કરનારા જયારે દુર થશે ત્યારે એમ માલમ પડે છે કે આ ધરમ સઘળા ઇસલામી ફીરકાઓને અને વળી બીજા સઘળા ધર્મોને પાણીના મોજાં પેઠે ઘેરી લેશે."

જરમન વિદ્વાનનું લખાણુ ઉપર પ્રમાણે પુરૂં થાય છે. ઉપરના લખાણમાં લેખકે ઇમામ હુસેનની શહાદતમાં સમાએલા અનેક જાહેર તથા ગુપ્ત બનાવો વર્ણવેલા છે અને તેની જોડે જોડે આપણે તેવાજ ભેદો જાહેર કરી શકીએ અને તે જાહેર કરવા એજ આપણા આ લેખનો હેતુ છે. અત્રે માત્ર એટલુંજ કહેવાનું છે કે (ઇમામ) હુસેને માત્ર રાજ્ય લોભને ખાતર પોતાનો પ્રાણ ખોયો નથી. પરંતુ ઇસ્લામની દરેક ઉન્નતીને ખાતર મહાન ભોગો આપી કીર્તિ સંપાદન કરી દીનને કાયમ રાખવાનું ઉમદામાં ઉમદા દૃષ્ટાંત જગતની સામે રજુ કીધું છે. અને અમો હીમ્મતથી કહીએ છીએ કે જર્મન વિદ્વાનના ઉપરના લખાણથી વાંચકવર્ગને ઉપરના મુદ્દા વિષે ખાત્રી થઈ ગઇ છે. વસ્સલામ.



ધિ મુસ્લિમ લિટરેચર પબ્લીશિંગ ડિપો

તરફથી

રા. જાફરઅલી અસીર

ના તંત્રીપદ હેઠળ

# “મુસ્લિમ લિટરેચર સિરીઝ”

એ નામથી દર મહીને ઇસ્લામી સાહિત્યનું એક રસિક અને સુંદર પુસ્તક પ્રગટ થાય છે.

* એ સિરિઝમાંનું દરેક પુસ્તક સવાસો પાનાનું, છીંટની બાઇન્ડીંગવાળું અને સુંદર આર્ટ પેપરના સચિત્ર કવરવાળું હોય છે.
* પુસ્તકોની ચુંટણી વિવિધ અને રસિક હોય છે.
* વર્ષ જુન મહીનાથી શરૂ થાય છે. ગમે તે મહીનાથી ગ્રાહક થઇ શકાશે.
* દરેક પુસ્તકની છુટક કીંમત રૂ. ૧। છે.
* હિંદમાં લવાજમ વી. પી. થી વસુલ કરવામાં આવશે, પણ આફ્રિકાના ઓર્ડર સાથે લવાજમના રૂપીઆ પોસ્ટલ ઓર્ડર અથવા મનીઓર્ડરથી મોકલવા.

**વાર્ષિક લવાજમઃ** **લખોઃ**

| | | |
|---|---|---|
| મુંબઇમાં | રૂા. ૬॥ | **મેનેજર, ધિ મુસ્લિમ લિટરેચર પબ્લીશિંગ ડિપો,** |
| હિંદમાં | રૂા. ૭॥ | ૬, દોનતાડ ક્રોસ લેન, મુંબઇ–૩. |
| પરદેશ | રૂા. ૮॥ | |

તા૦ ક૦ સિરીઝનું પહેલું (જુન માટેનું) પુસ્તક “હરમ અથવા પરદો” તય્યાર છે. બીજું પુંસ્તક “ઉમવી દરબારના ભેદભરમો” જુલાઇ માટે છપાય છે.

# અમારી તરફથી

નીચે મુજબ બુકો, અમારા માત પિતાના રૂહના
સવાબ માટે વકફ કરવામાં આવી છે.

જે સાહેબોને જોઇએ તેમણે બે આનાની
ટીકીટ મોકલી મંગાવી લેવી.

## રાહે મશાહેદ, સોનેરી-સુખન,
## ચીરાગે-હિદાયત, જોશને કબીર,
## ગુનચએ સલવાત.

ગુલામહુસયન વલીમહમદ ભીમજી
સાજન લાદીવાળા.

ઠેકાણું:—સાજન કું૦
એલફીન્સટન સરકલ, કોટ—મુંબઇ.